'ના, સામર્થ્ય અને અખંડઅવિનાશી આદિ
ર્મા; એ ધર્મોની જેટલે જેટલે અંશે વ્યક્ત-
ા તેટલે તેટલે અંશે સમાધિ અને એ
ર્મોની જેટલે જેટલે અંશે અવ્યક્તતા તેટલે
તેટલે અંશે અસમાધિ; પરની પરરૂપે સમજ
અને સ્વની સ્વરૂપે સમજ એ સમાધિનો બળવાન
હેતુ; ભાડુતી ઘર જેવો દેહાદિ પર વસ્તુ
ાથેનો આત્માનો સંબંધ; વગેરે વગેરે અનેક
ાબતો આ ગ્રન્થમાં સ્ફુટ રીતે આપેલી છે.
પ્રાણી માત્રને નિજાનંદ–સહજ સમાધિ
સ્વરૂપ રમણતાની અત્યંત આવશ્યકતા છે.
ણ દેહાદિમાં હુંપણાની બુદ્ધિ, મિથ્યા ક-
ર્ત્વાભિમાન, સત્ય સ્વરૂપનું અજ્ઞાન અને
ાનાદિનો પરનો પરિચય અને બીજા અનેક
તી ડુંગરો આડે આવતા હોવાથી અસમાધિ
ી સમાધિ પ્રાપ્ત કરવી જીવને બહુ બહુ
દુર્લભ થઇ પડી છે. અને તેથીજ આ ચતુ-
ર્ગતિ રૂપ સંસારાર્ણવમાં અનાદિ અનંત

ળથી જન્મમરણાદિના ભય ર દુઃખો વચ્ચે
અનંત આત્માઓ અટવાયાં કરે છે.

હમેશની સમાધિ તો દૂ રહી, પણ દેહ
છોડતી વખતે માત્ર થોડી વ ને માટે જ તે
પ્રાપ્ત થાય તો પણ ભવ ધરી જાય છે.
કહ્યું છે કે અન્ત સમયે જેવી ર તે તેવી ગતિ
થાય છે. એ અણીને સમયે સંગ ગાબંધ વ્યા-
ધિઓની જ્વાળાઓ વચ્ચે રહેતાં કોઇ મહા
પુન્યવાન, નિકટભવી કે સુલભ ધી જીવને
જ સમાધિની પ્રાપ્તિ થાય છે. ર ગ્રંથમાં
પંડિત મરણ-સમાધિ મરણ માટે યોગ્ય શૈ-
લીમાં ઉપદેશ અને ઉપાયો બતાવ્ય છે. તેને
તથાવિધ પ્રકારે અમલમાં મૂકાય તો આ મ-
હાન્ સંસાર પ્રવાસનો વ્હેલા અન્ત આવે.

જૈન ગ્રન્થોમાં મરણ સમાધિ માટે બહુ
બહુ કહેવામાં આવ્યું છે, તેનું કારણ પણ
એજ છે. દેહ એજ હું છું, હું મરૂં છું, હું
ં છું, હું બાલ, હું યુવાન, હું વૃદ્ધ, હું

રાજા, હું રંક, ઇત્યાદિ અનેક પરસંબંધજન્ય ઉપાધિઓવાળો પોતાને માની એજ દશામાં શુદ્ધ સચ્ચિદાનંદ, અમર, અજન્મા, અખંડ, અવિનાશી, ત્રિગુણાતીત સ્વભાવવાળા આત્માએ કર્મસંયોગે અનંત બાલ મરણ કીધાં; અનંતી વખત એવા અસમાધિ ભાવમાં દીનપણે અનંત શરીરોને છોડયાં. અને હજુ પણ જ્યાં સુધી સ્વરૂપનું સમ્યગ્ જ્ઞાન ન થાય ત્યાં સુધી એવી રંક દશામાં જન્મ મરણો થયાજ કરવાના.

જન્મ મરણના અરહટ ઘટિકા જેવા અબાધિત નિયમો સંસારના ક્ષુદ્ર જંતુથી માંડીને વાસુદેવ, ચક્રવર્તી, ઇન્દ્ર કે તીર્થંકર દેવ જેવા મહાન્ આત્માઓને પણ યથાયોગ્ય પ્રકારે અવધિ પ્રમાણે લાગુ પડેજ છે. મરણને ભુલી જાઓ કે યાદદાસ્તમાંથી હડસેલી પાડો, બ્રહ્માંડના છેડે જઇ રહો, કે વજ્રપિંજરમાં પેસો પણ જ્યાં સુધી દેહ ધરવાનો છે ત્યાં સુધી મરણ નિર્ણિતજ છે. જન્મે તે મરે છેજ

ખીલે તે ખરે છે. અને સંયોગ તેનો વિયોગ છે; એ અચળ નિયમો કોઇ પણ પ્રકારના ભેદ રાખ્યા શિવાય સંસારસ્થ જીવોને લાગુ પડયા જ કરે છે. ભાડાના ઘર જેવા દેહના સંબંધને ત્યજવો તેનું નામ જગતમાં મરણ કહેવાય છે. અને મરણથી તો શું પણ તેના નામ માત્રથી પ્રાણીઓને ત્રાસ છુટે છે. મરણનું નામ અને તેવો પ્રસંગ પ્રાણીઓને અતિશય દીન બનાવે છે, ત્યારે આવા મરણ સમાધિ વિચાર જેવા ગ્રન્થો, એ ત્રાસ અને દીનતાને સ્થાને સહજાનંદની પ્રાપ્તિના નિમિત્ત રૂપ થઇ પડે છે. સત્પુરૂષોને ઘર બદલવામાં અને દેહ ત્યજવામાં કાંઇ પણ ફેર જણાતો નથી, તેમનું જીવવું અને મરવું બન્ને આનંદ રૂપે છે. વગર કહે અચિન્ત્યું ગમે ત્યારે મરણ આવે તો પણ તેઓ મરવાને તૈયાર જ હોય છે.

અનેક આશા પાસમાં બંધાયલા બાળ જીવો ઘણા વર્ષો જીવ્યા છતાં મરણ માટે

સજાજ થયેલાં હોતાં નથી. તેમની અસંખ્ય આશાઓ મરણુની છેલ્લી ઘડીએ પણુ તેમના મગજમાં તરવરતી હોય છે, કંઇ કંઈ કામો અધુરાં રહ્યાં હોય છે, કાંઇ કાંઈ શરૂઆતો ધરી રહી હોય છે અને જીવવાની આશામાંને આશામાંજ અનિચ્છાયે–બલાત્કારે દેહ ત્યજવો પડે છે. એ વખતે રોમે રોમમાં કેટલી દીનતા વ્યાપ્ત થયેલી હોય છે? કેટલી વિકલ્પ જાળોના ગુંચવાડાઓ ભરાયા હોય છે? કેટલી ગભરામણુ થતી હોય છે? તે તે પોતે અગર જ્ઞાની જ જાણી શકે છે. દરેક બાલમરણુ વખતે એવીજ એને એને લગતી દશા હોય છે; મરણુ આવ્યા પહેલા અથવા લગભગ એવા પ્રસંગે આવા ગ્રન્થોના વાંચન, મનન અને નિદિધ્યાસનથી મહોટો લાભ થાય છે. પોતે અવશ્ય અજર અમર સ્વભાવવાળો છે,એનું ભાન થાય છે.અનંતા શરીરો ઘર બદલવાની જેમ પૂર્વે છોડયાં છે તેમ આ પણુ એક છોડવાનું છે, તેમાં દીલગીરી શી? એમ નિશ્ચય થાય છે. દેહ છે તે કાળે કરીને અવશ્ય નાશ પામે જ છે, એમ દ્રઢતા

મનાય છે. જે નાશવંત છે, જેને માટે કશોજ પ્રતિકાર નથી, તેને માટે શોક કરવો એ વ્યર્થજ છે; એમ બરાબર સમજાય છે. મ્હારૂં સ્વરૂપજ આ દ્રશ્યમાન દેહાદિ પદાર્થથી વિલક્ષણ, ભિન્ન અને અલૌલિક છે, એમ સદ્દહણા થાય છે. અને અન્ત " **અબ હમ અમર ભયે ન મરેંગે** " એ ગૂઢ મર્મ વાકયનો સાક્ષાત્કાર થાય છે. તેનું નામજ સમાધિ મરણ કહેવાય છે.

મરણ માટે સજ્જ રહેવા, અમોએ સ્વપરના હિતને અર્થે આ સર્વને ઉપયોગી થઇ પડે તેવો " **સમાધિ વિચાર** " નામનો ન્હાનો પણ ઉપકારક ગ્રન્થ અમારા પુસ્તક પ્રસિદ્ધિના લોકોપકારક ઉદ્દેશની સિદ્ધિને અર્થે અમોએ અમારી ગ્રન્થમાળાના ૨૪ મા મણકા તરિકે બ્હાર પાડયો છે. પ્રથમ માંગલિકને અર્થે પ્રાતઃસ્મરણીય **શ્રીમાન્ ગૌતમસ્વામીજીનો રાસ** કઠણ શબ્દોના અર્થ-પર્યાય સાથે આપવામાં આવ્યા છે. અને અન્ત સમાધિ અને

બોધિની વિશેષ પુષ્ટી કરનાર થઇ પડે તેવું શ્રીમાન્ વિનયવિજયજી ઉપાધ્યાય કૃત પુન્યપ્રકાશનું સ્તવન અને શ્રીમાન્ ચિદાનંદજી મહારાજ કૃત અસરકારક અને બોધદાયક દૂહાઓ આપવામાં આવ્યા છે. જેથી આ ગ્રન્થની ઉપયોગિતા કેટલી બધી છે તે સૂજ્ઞ સ્ત્રી પુરૂષોને અવશ્ય સમજાય તેમ છે. અમો જીજ્ઞાસુ અને મુમુક્ષુ આત્માઓને આ ગ્રન્થ પુનઃ પુનઃ વાંચવા વિચારવા ભલામણ કરી અને છેવટે મુનિ મહારાજ શ્રી કપૂરવિજયજીએ આ ગ્રંથ સાદ્યંત વાંચી સુધારી આપ્યો તે માટે તેમનો અને દ્રવ્ય સહાય આપનાર સખી ગૃહસ્થોનો અંતઃકરણથી આભાર માની વિરમીયે છીયે.

આ ગ્રંથની પહેલી આવૃત્તિ થોડી મુદતમાં થઇ રહેવાથી આ બીજી આવૃત્તિ છપાવવામાં આવી છે જેમાં પદ્માવતીની આરાધના વધારે દાખલ કરેલ છે.

ભૂલ ચૂક મિચ્છામિ દુક્કડં. ઇતિશમ્

લી. પ્રસિદ્ધ કર્ત્તા.

# વિષયાનુક્રમ.


| નંબર. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ | ભૂમિકા. | ૪ |
| ૨ | ગૌતમ સ્વામીનો રાસ. | ૧૪ |
| ૩ | સમાધિ વિચાર. ( મૂળ ઉપરથી સરલ અવતરણ કરનાર શ્રાવક બહેચરદાસ ભગવાનદાસ ) | ૧ |
| ૪ | શ્રીમાન ચિદાનંદજીકૃત દુહા. | ૬૨ |
| ૫ | પુન્ય પ્રકાશનું સ્તવન. | ૬૬ |
| ૬ | પદ્માવતીની આરાધના. | ૮૦ |

शिवमस्तु सर्व्वजगतः,
परहितनिरता भवंतु भूतगणाः;
दोषाः प्रयांतु नाशं,
सर्वत्र सुखीभवतु लोकः ॥१॥

—बृहत्शांतिस्तवे.

અર્થ—વિશ્વત્રયમાં અખંડ શાંતિ પ્રસરો ! સમસ્ત પ્રાણીવર્ગ પરોપકાર રસિક બનો ! દોષ માત્ર નિર્મૂળ થાઓ અને સર્વત્ર સર્વ જીવ લોક સુખી થાઓ.

# શ્રી ગૌતમસ્વામીનો રાસ.

## ઢાળ પહેલી.

વીર જિણેસર [1]ચરણકમલ કમલા કયવાસો, પણમવિ પભણિસુ સામિ સાલ ગોયમગુરૂ રાસો; મણ તણુ વયણ એકંત કરવિ નિસુણો ભો ભવિઆ, જિમ નિવસે તુમ દેહગેહ ગુણગણ ગહગહિઆ. ૧. જંબુદ્દીવ સિરિભરહખિત્ત [2]ખોણીતલમંડણ, મગધદેશ સેણીય નરેસ રીઉદ્દલબલખંડણ; ધણવર ગુબ્બર નામ ગામ જહિં ગુણગણ સજ્જા, વિપ્પ વસે વસુભૂઇ તત્થ તસુ પુહવી[3]ભજ્જા. ૨. તાણ પુત્ત સિરિઇંદ[4]ભૂઈ ભૂવલય પ્પસિદ્ધો; ચઉદહવિજ્જા [5]વિવિહ રૂવ નાર રસવિદ્ધો (લુદ્ધો); વિનય

---

૧ જેના ચરણકમળમાં જ્ઞાન-કમળા (લક્ષ્મી)એ નિવાસ કરેલો છે. ૨ પૃથ્વી. ૩ પૃથ્વી નામે ભાર્યા. ૪ શ્રી ઇંદ્રભૂતિ જગપ્રસિદ્ધ. ૫ વિદ્યા વિલાસમાં લીન થયેલો.

વિવેક વિચાર સાર ગુણગણહ મનોહર, સાત હાથ સુપ્રમાણદેહ રૂપે રંભાવર ૩. [1]નયણ વયણ કર ચરણ જિણવિ પંકજ જળે પાડિઅ, તેજે તારા ચંદ્ર સૂર આકાશે ભમાડિઅ, રૂવે [2]મયણ અનંગ કરવિ મેલ્હિઓ નિરધાડિઅ, ધીરમે મેરૂ ગંભીર [3]સિંધુ [4]ચંગિમ ચયચાડિઅ ૪. પેખવિ નિરૂવમ રૂવ જાસ જણ જંપે કિંચિઅ, એકાકી કલિભીત્ત ઇત્થ ગુણ મેહલ્યા સંચિઅ; અહવા નિશ્ચે પુવ્વજમ્મે જિણવર ઇણે અંચિઅ,[5] રંભા પઉમા ગૌરિ ગંગા રતિ હા વિધિ વંચિઅ. ૫. નહિ બુધ નહિ ગુરૂ કવિ[6] ન કોઈ જસુ આગળ રહિઓ, પંચસયા ગુણ પાત્ર છાત્ર હીંડે પરિવરિઓ; કરે નિરંતર યજ્ઞ કર્મ મિથ્યામતિ મોહિઅ, ઇણે છલિ હોસે ચરણનાણ દંસણહ વિસોહિઅ. ૬

---

૧ જેના નેત્ર મુખહસ્ત અને ચરણે, પંકજ (કમળ) ને પરાભવ કરી જળમાં પાડી દીધું (એમ હું માનું છું). ૨ મદન—કામદેવ. ૩ સાગર. ૪ મનહરતા. ૫ અર્ચ્યા—પૂજ્યા. ૬ શુક્ર.

## વસ્તુ.

જંબુદીવહ જંબુદીવહ [1]ભરહવાસંમિ, ભૂમિતલમંડણ, મગધદેસ, સેણિયનરેસર, વર ગુબ્બર ગામ તિહા, વિપ્પ વસે વસુભૂઈ સુંદર; તસુ ભજજા પુહવી, સયલ ગુણગણરૂવનિહાણ; [2]તાણ પુત્ત વિજજાનિલઓ, ગોયમ અતિહિ સુજાણ. ૭.

### ( ઢાળ બીજી. )

ચરમ જિણેસર કેવળનાણી, ચઉવિહસંઘ [3]પઈઠ્ઠા જાણી; પાવાપુરસામી સંપત્તો, ચઉવિહ દેવ નિકાયહિ જુત્તો. ૮. દેવે સમવસરણ તિહાં કીજે, જિણ દીઠે મિથ્યામતિ ખીજે; ત્રિભુવનગુરૂ સિંઘાસણે બેઠા, તતખિણ મોહ દિગંતે પઇઠો. ૯. ક્રોધ માન માયા મદપૂરા જાએ નાઠા (જિમ દિને દીન) ચોરા; દેવદુંદુભી આકાશે વાજે, ધર્મનરેસર આવ્યા ગાજે. ૧૦. કુસુમ વૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચઉસઠ ઇંદ્રજ માગે

---

૧ ભરત ક્ષેત્રમાં ૨ તેમનો પુત્ર વિદ્યા-વિલાસી- ૩ પ્રતિષ્ઠા-સ્થાપના.

સેવા; ચામર છત્ર શિરોવરિ સોહે, રૂપે જિણવર જગસંમોહે ( સહુ મોહે ) ૧૧. ઉપસમ રસ ભર ભરિ વરસંતા, જોજનવાણ વખાણ કરંતા; જાણિઅ વર્દ્ધમાન જિન પાય, સુરનર કિન્નર આવે રાયા. ૧૨. કાંતિસમૂહે ઝલઝલકંતા, ગયણ વિમાણે રણરણકંતા; પેખવિ ઇંદભુઇ મન ચિંતે, સુર આવે અમ્હ યજ્ઞ હોવંતે ૧૩. તીર તરંડક[1] જિમ તે વહતા, સમવસરણ પહુતા ગહગહતા; તો અભિમાને ગોયમ જંપે, તિણે અવસરે કોપે તણુ કંપે. ૧૪. મૂઢ લોક અજાણ્યો બોલે, સુર જાણંતા ઇમ કાંઈ ડોલે; મૂ[2] આગળ કો જાણ ભણીજે, મેરૂ અવર કિમ [3]ઓપમ દીજે. ૧૫.

## વસ્તુ.

વીર જિણવર વીર જિણવર, નાણસંપન્ન, પાવાપુરિ સુરમહિઅ પત્ત નાહ સંસાર તારણ, તિહિં દેવેહિં નિમ્માવેઅ સમવસરણ બહુ સુખકારણ, જિણવર જગઉજ્જોઅકર, તેજે

---

૧ નાનકડી હોડી—મચ્છવો, ૨ મ્હારી. ૩ ઉપમા.

કરી *દિણકાર; સિંહાસણે સામી ઠવ્યો, હુઓ સુજયજયકાર. ૧૬.

ભાષા. ( ઢાળ ત્રીજી. )

તવ ચડિઓ ઘણમાણગજે, ઇંદભૂઈ [1]ભ-દેવ તો; હુંકારો કરિ સંચરિઅ, કવણસુ જિ-ણવર દેવ તો. ૧૭. યોજન ભૂમિ સમવસરણ, પેખે પ્રથમારંભતો; દહદિસિ દેખે વિબુધ બહુ, આવંતી સુર રંભતો. ૧૮. મણિમય તોરણ દંડ ધજ, કોસીસે[2] નવ ઘાટ તો; [3]વયર વિવ-ર્જિત જંતુ ગણ, પ્રાતિહારજ આઠ તો. ૧૯ સુરનર કિન્નર અસુર વર, ઇંદ ઇંદ્રાણી રાય તો; ચિત્તે ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુ પાય તો. ૨૦. સહસકિરણ[4] સમ વીર જિણ, પેખવી રૂપ વિશાલ તો; એહ અસંભવ સંભવે એ, સાચો અ ઇંદ્રજાળનો ૨૧. તવ બોલાવે ત્રિજગ ગુરૂ, ઇંદભુઈ નામેણ તો; શ્રી મુખે સંસય સામિ સવ, ફેડે વેદ પએણ[5] તો. ૨૨.

---

* સૂર્ય. ૧ બ્રાહ્મણ. ૨ કાંગરા. ૩ વૈર. ૪ સૂર્ય. ૫ વેદના પદ બતાવીને.

માન મેલ્હી મદ ઠેલી કરી, ભક્તિએ નામે શીસ તો; પંચ સયાંશું વ્રત લીઓ એ, ગોયમ પહેલો સીસ તો. ૨૩. બંધવ સંજમ સુણવિ કરી, અગનિભૂઈ આવેય તો; નામ લેઇ *આભાસ કરે,તં પુણ પ્રતિબોધેય તો.૨૪. ઇણે અનુક્રમે ગણહર રયણ, થાપ્યા વીરે અગ્યાર તો; તવ ઉપદેસે ભુવન ગુરૂ, સંયમ શું વ્રત બાર તો. ૨૫ બિહું ઉપવાસે પારણું એ, આપણપે વિહરંત તો; ગોયમ સંયમ જગ સયલ, જયજયકાર કરંત તો. ૨૬.

## વસ્તુ.

ઇંદભૂઇઅ, ઇંદભૂઇઅ, ચડિઅ બહુ માને, હુંકારો કરિ સંચરિયો, સમોસરણે પહોતો તુરંત, અહ સંસા[1] સામિ સવે ચરમનાહ ફેડે ફુરંત, બોધિ બીજ સંજાય મને, ગોયમ ભ-

---

* તેને બોલાવે, તેના સંશયનું નિરાકરણ કરે અને તેને પણ પ્રતિબોધે. ૧ સાંસો—સંશય

વહુ વિરત્ત, દિખ્ખ લઇ સિખ્ખા સહિઅ, ગણહર[1] પય સંપત્ત. ૨૭

ભાષા ( ઢાળ ચોથી. )

આજ હુઓ સુવિહાણ, આજ પચેલિમ[2] પુણ્ય ભરો; દીઠા ગોયમ સામિ, જો નિઅ નયણે આમેય સરો. ૨૮. ( સિરિ ગોયમ ગણધાર, પંચસયાં મુનિ પરવારય; ભૂમિય કરય વિહાર, ભવિયણ જન પડિબોહ કરે. ) સમવસરણ મઝાર, જે જે સંસય ઉપજે એ; તે તે પરઉપકાર, કારણે પુછે મુનિપવરો. ૨૯. જિહાં જિહાં દીજે દીખ, તિહાં તિહાં કેવળ ઉપજે એ; આપ કન્હે અણહુંત, ગોયમ દીજે દાન ઇમ. ૩૦. ગુરૂ ઉપરિ ગુરૂ ભત્તિ, સામી ગોયમ ઉપનીય; એણે છળ કેવળનાણ, રાગજ રાખે રંગ ભરે. ૩૧. જો અષ્ટાપદ સેલ, વંદે ચડિ ચઉવીસ જિણ; આતમ લબધિ વસેણ, ચરમસરીરા સોય મુનિ. ૩૨ ઇય દેસણ નિ-

---

૧ ગણધર પદ પામ્યા. ૨ પરિપકવ–પૂર્ણ

સુણેવિ, ગોયમ ગણહર સંચલિય; તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ. ૩૩. +તવસોસિય નિયઅંગ, અમ્હ સગતિ (શક્તિ) નાવ ઉપજ એ;કિમ ચડસે [1]દ્રઢકાય, ગજ જિમ દીસે ગાજતો એ. ૩૪. ગિરૂએ એણે અભિમાન, તાપસ જો મને ચિંતવે એ; તો મુનિ ચડિઆ વેગ, *આલંબવિ દિનકર કિરણ. ૩૫. કંચણમાણ નિ[2]પન્ન,દંડ કલસ ધજ [3]વડસહિઅ; પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર વિહિઅ ૩૬. નિય નિય કાય પ્રમાણ, ચઉદિસિ સંઠિઅ[4]જિણહ બિંબ; પણમવિ મન ઉલ્હાસ, ગોયમ ગણહર તિહાં વાસય. ૩ વઈર સામિનો જીવ, તિર્યક્જૃંભક દેવ તિહાં પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણ... ૩૮. વળતા ગોયમ સામિ, સવિ તાપસ પ્રતિબોધ કરે; લેઇ આપણે સાથ, ચાલે જિમ

---

+ તપથી જેમના અંગ શોષાઈ ગયાં છે.

૧ પુષ્ટ.

* ઝાલી-પકડી.

૨ નિપજેલા. ૩ વિશાળ. ૪ સારી રીતે સ્થાપિત.

જૂથાધિપતિ. ૩૯. ખીર ખાંડ ઘૃત આણુ, અમિઅ વૂઠ અંગુઠ ઠવિ; ગોયમ એકણુ પાત્ર, કરાવે પારણું સવિ. ૪૦. પંચસયાં શુભ ભાવિ, ઉજ્જલ ભરિઓ ખીરમિસિ[1]; સાચા ગુરૂ સંયોગે, કવળ તે કેવળરૂપ હુઆ. ૪૧ પંચસયાં જિણનાહ, સમવસરણે [2]પ્રાકારત્રય; પખવિ કેવળ નાણ, ઉપન્નું ઉજ્જોય કરે. ૪૨ જાણે જિણવિ પીયૂષ, ગાજંતી ઘણ મેઘ જિમ; જિણવાણી નિસુણેવિ, નાણી હુઆ પંચસયાં. ૪૩.

## વસ્તુ.

ઈણે અનુક્રમે, ઈણે અનુક્રમે, નાણ સંપન્ન પન્નરહસય પરિવરિય; હરિય દુરિઅ, જિણનાહ વંદઈ; જાણેવિ જગગુરૂ વયણ, તીહનાણ અપ્પાણ નિંદઈ; ચરમ જિણેસર તવ ભણે, ગોયમ કરિસ મ ખેઉ[3]; છેહિ[4] જઈ આપણે સહી, હોસ્યું તુલ્લા બેઉ. ૪૪.

---

૧ ક્ષીરમિષે. ૨ ત્રણ ગઢ. ૩ ખેદ. ૪ છેવટ.

## ભાષા ( ઢાળ પાંચમી. )

સામીઓ એ વીરજિણંદ, પુનિમચંદ જિમ ઉલ્લાસયે; *વિહરિઓ એ ભરહવાસંમિ, વરસ બહોત્તર સંવસિય; ઠવતો એ કણય પઉમેસુ,[1] પાયકમળ સંઘહિ સહિય; આવિઓ એ નયણાણંદ, નયર પાવાપુરિ સુરમહિય ૪૫. પેસિઓ એ ગોયમસામિ, [2]દેવસમા પડિબોહ કએ; આપણો એ ત્રિશલાદેવીનંદન પહોતો પરમપએ; વળતાં એ દેવ આકાસિ, પેખવિ જાણીય જિણસમે એ, તો મુનિ એ મને વિષવાદ, [3]નાદભેદ જિમ ઉપનો એ. ૪૬. કુણ સમે એ સામિય દેખ, આપ કન્હે હું ટાળિઓએ, જાણતો એ તિહુઅણનાહ, [4]લોકવિવહાર[5] ન પાળિઓ એ; અતિભલું એ કીધલું સામિ, જાણ્યું કેવળ માગશે એ; ચિંતવ્યું એ બાળક જેમ, અહવા કેડે લાગશે એ. ૪૭ હું કિમ

---

* વિચર્યા. ૧ સુવર્ણ કમળ ઉપર. ૨ દેવશર્માને પ્રતિબોધ કરવા માટે ગૌતમસ્વામીને મોકલ્યા. ૩ રંગમાં ભંગ. ૪ ત્રિભુવનપાત. ૫ વ્યવહાર.

એ વીરજિણંદ, ભગતે ભોળો ભોળવ્યો એ; આપણો એ અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ; સાચો એ એહ વીતરાગ, નેહ ન જેહણે લાલિઓ એ; તિણે સમે એ ગોયમ ચિત્ત, રાગ વિરાગે[1] વાળિઓ એ. ૪૮ આવતું એ જે ઉલટ, રહેતું રાગે સાહિયું એ; કેવળું એ નાણ ઉપન્ન, ગોયમ સહેજે ઉમાહિયું એ; તિહુયણ એ જયજયકાર, કેવળિ મહિમા સુર કરે એ; ગણધર એ કરે વખાણ, ભવિયણ ભવ જિમ નિસ્તરે એ. ૪૯.

## વસ્તુ.

પઢમ ગણહર પઢમ ગણહર, વરિસ પંચાસ ગિહવાસે સંવસિઅ; તીસ વરિસ સંજમ વિભૂસિય, સિરિ કેવળનાણ, પુણ બાર વરસ તિહુઅણ નમંસિઅ; રાયગિહી નયરી ઠવ્યો, બાણવઈ વરિસાઉ; સામી ગોયમ ગુણ નિલો, હોસ્યે સીવપુર ઠાઉ. ૫૦

---

૧ વૈરાગ્યે.

## ( ઢાળ છઠ્ઠી. )

જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસ-મવને પરિમળ બહેંકે, જિમ ચંદન સુગંધનિધિ; જિમ ગંગાજળ લહેરે લહેકે, જિમ કણયાચળ તેજે ઝળકે, તિમ ગોયમ સોભાગ નિધિ. ૫૧. જિમ માનસરવર નિવસે હંસા, જિમ સુરવર શિરે [1]કણયવતંસા, જિમ [2]મહુયર રાજીવવનિ; જિમ રયણાયર[3] રયણે વિલસે, જિમ અંબર[4] તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણ કેલિવનિ.[5] ૫૨. પુનિમ દિન (નિશિ) જીમ સસહર[6] સોહે, સુરતરૂ મહિમા જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ [7]સહસકરો; પંચાનને[8] જિમ ગિરિવર રાજે, નરવઇ ઘરે જિમ મયગલ ગાજે, તિમ જિનસાસન મુનિપવરો. ૫૩. જિમ સુરતરૂવર સોહે સાખા, જિમ ઉત્તમ મુખે મધુરી ભાષા, જિમ

---

૧ સુવર્ણ મુકુટ. ૨ મધુકર (ભમરા) કમળના વનને શોભાવે. ૩ રત્નાકર. ૪ આકાશ. ૫ ક્રીડાસ્થાન. ૬ ચંદ્ર. ૭ સૂર્ય. ૮ કેસરી સિંહ વડે.

વન કેતકી મહમહે એ; જિમ ભૂમિપાત[1] ભૂયબળ[2] ચમકે, જિમ જિણમંદિર ઘંટા રણકે, ગાયમ લબ્ધે ગહગહે એ. ૫૪. ચિંતામણિ કર ચડિયું આજ, સુરતરૂ સારે વંછિત કાજ, કામકુંભ સો વસિ હુઓ એ; કામગવી પૂરે મન કામિય, અષ્ટ મહા સિધિ આવે ધામીય, સામી ગોયમ અણુસરો એ. ૫૫. પ્રણવાક્ષર+ પહેલો પભણિજે, માયા× બીજ શ્રવણે નિસુણીજે, શ્રીમુખે શ્રીમતી) શોભા સંભવે એ; દેવહ ધુરિ અરિહંત નમીજે, વિનય પહુ ઉવજઝાય થુણીજે, ઇણે મંત્રે ગોયમ નમો એ. ૫૬. [3]પર પરવસતા કાંઇ

---

૧ રાજા. ૨ ભુજાબળ.

+ ૐકાર. × હ્રીંકાર.

૩ પરવશપણું—પારકી તાબેદારી શા માટે ઉઠાવો છો? પ્રભાતમાં ઉઠી શ્રી ગૌતમસ્વામીજીનું આ રીતે સ્મરણ કરો! ૐ હ્રીં શ્રીં અરિહંત ઉપાધ્યાય ગૌતમસ્વામિને નમઃ

કરીજે, દેશ દેશાન્તર કાંઈ ભમીજે, કવણ કાજે આયાસ કરો; પ્રહ ઉઠી ગોયમ સમરીજે, કાજ સવે તતખિણ તે સીઝે, નવનિધિ વિલસે તાસ ઘરે. ૫૭. ચઉદહસે ( ચઉદસય ) બારોત્તર વરિસે, ( ગોયમ ગણધર કેવળ દિવસે[1] ) ખંભ નયર પ્રભુ પાસ પસાયે, કીયો કવિત ઉપગાર ( કરો ) પરો; આદિહી મંગળ એહ ભણીજે, પરવ મહોત્સવ પહિલો દીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો. ૫૮.

ધન માતા જેણે ઉઅરે[2] ધરીયા, ધન પિતા જિણ કુળે અવતરિયા, ધન સહગુરૂ જિણે દીખિયા એ; વિનયવંત વિદ્યાભંડાર, જસુ ગુણ પુહવી ન લભે પાર, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણકરો ( વડ જિમ શાખા વિસ્તરો એ ). ૫૯. ગૌતમસ્વામીનો રાસ ભણીજે, ચઉવિહ સંઘ

---

૧ આ ગાથામાં બીજા પદને બદલે આ પદ છપાયેલ છે. એવી રીતે કાઉંસમાં આપેલ શબ્દો હોય તે પાઠાન્તર સમજવા. ૨. ઉદરે.

રલિયાયત કીજે, સયળ સંઘ આણંદ કરો; કુંકુમ ચંદન છડો દેવરાવો, માણેક મોતીના ચોક પુરાવો, રયણ સિંહાસન બેસણું એ. ૬૦. તિહાં બેસી ગુરૂ દેશના દેસે, ભવિક જીવનાં કાજ સરેસે, ઉદયવંત (વિજયભદ્ર) મુનિ એમ ભણે એ, ગૌતમસ્વામી તણો એ રાસ ભણતાં સુણતાં લીલવિલાસ, સાસય સુખ નિધિ સંપજે એ. ૬૧. એહ રાસ જે ભણે ભણાવે, વર મયગળ લચ્છી ઘર આવે, મન વંછિત આશા ફળે એ. ૬૨.

ઇતિ શ્રી ગૌતમસ્વામીનો રાસ સંપૂર્ણ.





# સમાધિ વિચાર.

પરમાણંદ પરમપ્રભુ, પ્રણમું પાસ જિણંદ;
વંદુ વીર આદે સહુ, ચઉવીશે જિનચંદ. ૧
ઇંદ્રભૂતિ આદે નમું, ગણધર મુનિ પરિવાર;
જિન વાણી હૈડે ધરી, ગુણવંત ગુરૂ નમું
સાર. ૨
આ સંસાર અસારમાં, ભમતાં કાળ અનંત;
અસમાધે કરી આતમા, કીમહી ન
પામ્યો અંત. ૩
ચઉગતિમાં ભમતાં થકાં, દુઃખ અનંતાનંત;
ભોગવીયાં એણે જીવડે, તે જાણે ભગવંત. ૪
કોઈ અપૂરવ પુન્યથી, પામ્યો નર અવતાર;

ઉત્તમકુળ ઉત્પન્ન થયો, સામગ્રી લહી સાર. ૫

જિન વાણી શ્રવણે સુણી, [1]પ્રણમી તે શુભ ભાવ;
તિણથી અશુભ[2] ટળ્યા ઘણાં, કાંઈક લહી પ્રસ્તાવ. ૬

વિરવાં[3] ભવ દુઃખ ભાખીયાં, સુખ તો સહજ સમધિ;
તેહ ઉપાધિ મિટે હુએ, વિષય કષાય અગાધ. ૭

વિષય કષાય ટળ્યા થકી, હોય સમાધિ સાર;
તેણ કારણ વિવરી કહું, મરણસમાધિ વિચાર. ૮

મરણ સમાધિ વરણવું, તે નિસુણો ભવી સાર;
અંત સમાધિ આદરે, તસ લક્ષણ ચિત ધાર. ૯

જે પરિણામ કષાયના, તે ઉપશમ[4] જબ થાય;
તેહ સરૂપ સમાધિનું, એ છે પરમ ઉપાય. ૧૦

સમ્યગ્‌દ્રષ્ટિ જીવને, તેહનો સહજ સ્વભાવ;

---

૧ શ્રવણ કરેલી જિન વાણીનું શુભ પરિણામ થવાથી. ૨ પાપ કર્મ. ૩ કડુક ૪ શાન્ત.

મરણસમાધિ વંછે સદા, થિર કરી આતમ
ભાવ. ૧૧

અરૂચિ ભઈ અસમાધિ કી, સહજ સમાધિસું પ્રીત
દિન દિન તેહની ચાહના, વરતે એહીજ
રીત. ૧૨

કાળ અનાદિ અભ્યાસથી, પરિણતિ
વિષયકષાય;
તેહની શાંતિ જબ હુએ, તેહસમાધિ કહાય.૧૩

અવસર નિકટ[1] મરણતણો, જબ જાણે મતિવંત;
તવ વિશેષ સાધન ભણી, ઉલસિત ચિત્ત
અત્યંત. ૧૪

જેસે શાર્દૂલ[2] સિંહકું, પુરૂષ કહે કોઈ જાય;
સુતે કયું નિર્ભય હુઈ, ખબર કહું સુખદાય૧૫

શત્રુકી ફોજાં ઘણી, આવે છે અતિજોર;
તુમ ઘેરણકે કારણે, કરતી અતિ ઘણો શોર.૧૬

કિત્તેક[3] તુમસેં દુર હે, તે વેરીકી ફોજ;
ગુફા થકી નિકસો[4] તુરત, કરો સંગ્રામકી
મોજ. ૧૭

---

૧ નજદીક. ૨ કેસરી. ૩ થોડેક. ૪ નીકળો.

તુમ આગે સબ રંક હે, શત્રુકો પરિવાર;
પ્રાક્રમ દાખો આપણું, તુમ બળ શક્તિ
અપાર. ૧૮
મહંત પુરૂષકી રીત એ, શત્રુ આવે જાંહી;
તવ તતખીણ સન્મુખ હુઈ, જીત લીયે
ખીણમાંહી. ૧૯
વચન સુણી તે પુરૂષકા, ઉઠયો શાર્દુલ સિંહ;
નિકસ્યો બાહિર તતખીણ, માનું અકલ
અબીહ. ૨૦
ગર્જારવ કરે એહવો, મહા ભયંકર ઘોર;
[1]માનું માસ અશાડકો, ઇંદ્ર ધડુકયો જોર. ૨૧
શબ્દ સુણી કેશરી તણો, શત્રુકો સમુદાય;
હસ્તિ તુરંગમ[2] પાયદળ, ત્રાસ લહે કંપાય. ૨૨
શત્રુ હૃદયમાં સંક્રમ્યો, સિંહતણો આકાર;
તેણે ભયભીત થયા સહુ, ડગ ના ભરે લગાર. ૨૩
સિંહપરાક્રમ સહનકું, સમરથ નહીં
તિલમાત્ર;
જીતણકી આશા ગઈ, શિથિલ ભયાં

---

૧ જાણેકે આષાઢી મેઘ ગાજ્યો હોય. ૨ ઘોડા.

સવિ ગાત્ર. ૨૪

સમ્યગ્દ્રષ્ટિ સિંહ છે, શત્રુ મોહાદિક આઠ;
અષ્ટ કર્મકી વર્ગણા, તે સેનાનો ઠાઠ. ૨૫
દુઃખદાયક એ સર્વદા, મરણ સમય સુવિશેષ;
જોર કરે અતિ જાલમી, શુદ્ધિ ન રહે
લવલેશ. ૨૬
કરમોંકે અનુસાર એમ, જાણી સમકિતવંત;
કાયરતા દૂરે કરે, ધીરજ ધરે અતિ સંત ૨૭
સમકિતદ્રષ્ટિ જીવકું, સદા સરૂપકો ભાસ;
જડ પુદ્ગલ પરિચય થકી, ન્યારો સદા
સુખવાસ. ૨૮
નિશ્ચેં દ્રષ્ટિ નિહાળતાં, કર્મકલંક ના કોય;
ગુણઅનંતકો પિંડ એ, પરમાણંદમય
હોય. ૨૯
અમૂર્તિક ચેતન દ્રવ્ય એ, લખે આપકુ આપ;
જ્ઞાનદશા પ્રગટભઈ, મિટ્યો ભરમકો તાપ. ૩૦
આતમજ્ઞાનકી મગનતા, તિનમેં હોય લયલીન;
રંજત નહીં પર દ્રવ્યમેં, નિજ ગુણમેં
હોય પીન. ૩૧

વિનાશિક પુદ્ગલ દશા, ખીણ ભંગુર સભાવ;
મેં અવિનાશી અનંત હું, શુદ્ધ સદા
થિર ભાવ. ૩૨
નિજ સરૂપ જાણે ઈસો, સમકિત દ્રષ્ટિ જીવ;
મરણ તણો ભય નહિં મને, સાધ્ય સદા
છે શિવ.[૧] ૩૩
ઐસે જ્ઞાની પુરૂષકે, મરણ નિકટ જબ હોય;
તવ વિચાર અંતર્ ગમે, કરે તે લેખિયે
સોય ૩૪
થિરતા ચિતમેં લાયકે, ભાવના ભાવે એમ;
અથિર સંસાર એ કારમો, ઈણસું મુજ
નહિ પ્રેમ. ૩૫
એહ શરીર શિથિલ હુઆ, શક્તિ હુઈ
સબ ખીણ.
મરણ નજીક અબ જાણીએ, તેણે નહિ
હોણા દીન. ૩૬
સાવધાન સબ વાતમેં, હુઇ કરૂં આતમ કાજ;
કાલ કૃતાંતકું* જીતકે, વેગે લહું શિવરાજ. ૩૭

૧ મોક્ષ-જન્મ જરા મરણથી સર્વથા છૂટવું તે *યમ

રણ ભંભા શ્રવણે સુણી, સુભટવીર જે હોય;
તે તતખીણ રણમેં ચડે, શત્રુ જીતે સોય.[1] ૩૮
એમ વિચાર હઈડે ધરી, મૂકી સબ જંજાળ;
પ્રથમ કુટુંબ પરિવારકું, સમજાવે સુરસાલ. ૩૯
સુણો કુટુંબ પરિવાર સહુ, તુમકું કહું વિચિત્ર;
એહ શરીર પુદ્‌ગલ તણો, કેસો ભયો ચરિત્ર. ૪૦
દેખતહી ઉત્પન્ન ભયા, દેખત વિલય તે હોય;
તિણે કારણ એ શરીરકા, મમત ન કરણા કોય. ૪૧
એહ સંસાર અસારમેં, ભમતાં વાર અનંત;
નવ નવ ભવ ધારણ કર્યા, શરીર અનંતાનંત.
જન્મ મરણ દોય સાથ છે, છિણ [2]છિણ મરણ તે હોય;
મોહ વિકળ એ જીવને, માલમ ના પડે કોય. ૪૩

---

૧ તેજ શત્રુ કર્મ કટકને જીતી લે ૨ ક્ષણે ક્ષણે આયુષ્ય ઘટે છે તે.

મેં તો જ્ઞાનદ્રષ્ટિ કરી, જાણ્યું સકલ સરૂપ;
પાડોશી મેં એહકા, નહીં મારૂં એ રૂપ. ૪૪
મેં તો ચેતન દ્રવ્ય હું, ચિદાનંદ મુજ રૂપ;
એ તો પુદ્‌ગલ પિંડ હે, ભરમ જાલ
અંધ રૂપ. ૪૫

સડણ પડણ વિદ્ધંસણો, એહ પુદ્‌ગલકો ધર્મ;
થિતી પાકે ખિણ[1] નવી રહે, જાણો
એહિજ મર્મ. ૪૬

અનંત પરમાણું મિલી કરી, ભયા શરીર
[2]પરજાય;
વરણાદિક બહુવિધ મિલ્યા, કાળે વિખરી
જાય. ૪૭

પુદ્‌ગલ મોહિત જીવકું, અનુપમ ભાસે એહ;
પણ જે તત્વવેદી હોયે, તિનકું નહિં કછું
નેહ. ૪૮

ઉપની વસ્તુ કારમી, ન રહે તે થિર વાસ;

---

૧ ક્ષણ માત્ર. ૨ પર્યાય.

એમ જાણી ઉત્તમ જના, ધરે ન પુદ્‌ગલ
આશ. ૪૯

મોહ તજી સમતા ભજી, જાણો વસ્તુ સ્વરૂપ;
પુદ્‌ગલ રાગ ન કીજીએ, નવિ પડિએ
ભવકૂપ. ૫૦

વસ્તુ સ્વભાવે નીપજે, કાળે વિણસી જાય;
કરતા ભોક્તા કો નહિં, ઉપચારે કહેવાય. ૫૧

તેહ કારણ એ શરીરસું, સંબંધ ન
માહરે કોય;
મેં ન્યારા એહથી સદા, એ પણ ન્યારો જોય.૫૨

એહ જગતમાં પ્રાણિઆ, ભરમે ભૂલ્યા જેહ;
જાણી કાયા આપણી, મમત ધરે અતિ
તેહ. ૫૩

જબ થિતિ એહ શરીરકી, કાળ પોંચે
હોય ખીણ;
તવ ઝૂરે અતિ દુઃખ ભરે, કરે વિલાપ
એમ દીન. ૫૪

હા હા પુત્ર તું કયાં ગયો, મૂકી એ સહુસાથ;

હા હા પતિ તુમ કયાં ગયા, મુજકું મૂકી
અનાથ. ૫૫

હા પિતા તુમ કિહાં ગયા, અમ કુણ કરશે સાર;
હા બંધવ તુમ કિહાં ગયા, શૂન્ય તુમ
વિણ સંસાર. ૫૬

હા માતા તું કિહાં ગઈ, અમ ઘરની રખવાલ;
હા બેનિ તું કિહાં ગઈ, રોવત મૂકી બાલ. ૫૭

મોહ વિકલ એમ જીવડા, અજ્ઞાને કરી અંધ;
મમતાવશ ગણી માહરા, કરે કલેશના બંધ. ૫૮

બહુવિધ શોક સંતાપ કરી, અતિશે કલેશ
પરિણામ.
કરમબંધ બહુવિધ કરે, ના લહે ખિણ
વિશરામ. ૫૯

જ્ઞાનવંત ઉત્તમણ જના, ઉનુકા એહ વિચાર;
જગમાં કોઈ કીસીકા નહિં, સંજોગિક
સહુ ધાર. ૬૦

ભવમાં ભમતાં પ્રાણિઆ, કરે અનેક સંબંધ;
રાગદ્વેષપરિણતિથકી, બહુવિધ બાંધે બંધ. ૬૧

વૈર વિરોધ બહુવિધ કરે, તિમ પ્રીત
પરસ્પર હોય;
સંબંધે આવી મળે, ભવ ભવકે બિચ
સોય. ૬૨
વનકે બીચ એક તરૂ વિષે, સંધ્યા સમય
જબ હોય;
દશ દિશાથી આવી મળે, પંખી અનેક
તે જોય. ૬૩
રાત્રે તિહાં વાસો વસે, સવિ પંખી સમુદાય;
પ્રાતઃકાળ ઉઠી ચલે, દશેદિશે તેહુ જાય. ૬૪
ઇણવિધ એહ સંસારમેં, સવિ કુટુંબ પરિવાર;
સંબંધે સહુ આવી મળે, થિતી પાકે રહે
ન કેવાર. ૬૫
કીસકા બેટા બાપ હે, કીસકા માત ને ભ્રાત;
કીસકા પતિ કીસકી પ્રિયા, કીસકી ન્યાત
ને જાત. ૬૬
કીસકા મંદિર માળીયા, રાજ્ય ઋદ્ધ પરિવાર;
ક્ષીણવિનાસી એ સહુ, એમ નિશ્ચે ચિતધાર. ૬૭
ઇંદ્રજાળ સમ એ સહુ, જેસો સુપનકો રાજ;

જેસી માયા ભૂતકી, તેસો સકળ એ સાથ. ૬૮
મોહ મદિરાના પાનથી, વિકળ ભયા જે જીવ;
તિનકું અતિ રમણિક લગે,મગનરહે સદૈવ.૬૯
મિથ્યામતિના જોરથી, નવી સમજે ચિતમાંય;
ક્રોડ જતન કરે બાપડા, એ રહેવેકો નાંહી.૭૦
એમ જાણી ત્રણ લોકમાં, જે પુદ્દગલ પર્યાય;
તિનકી હું મમતા તજું, ધરૂં શમતા
ચિત્ત લાય. ૭૧

એહ શરીર નહીં માહરૂં, એતો પુદ્દગલ ખંધ;
હું તો ચેતન દ્રવ્ય છું, ચિદાનંદ સુખકંદ. ૭૨
એહ શરીરકા નાશથી, મુજકું નહિં કાંઈ ખેદ;
હું તો અવિનાશી સદા, અવિચળ અકલ
અભેદ. ૭૩
દેખો મોહ સ્વભાવથી, પ્રત્યક્ષ જુઠો જેહ;
અતિ મમતા ધરી ચિત્તમાં, રાખણ ચાહે
તેહ. ૭૪
પણ તે રાખી નવિ રહે, ચંચળ જેહ સ્વભાવ;
દુઃખદાયી એ ભવ વિશે, પરભવ અતિ
દુઃખદાય. ૭૫

એસા સ્વભાવ જાણી કરી, મુજકું નહિં;
કછુ ખેદ;
શરીર એહ અસારકા, ઇણવિધ લહે
સહુ ભેદ. ૭૬
સડા પડા વિધ્વંસ હો, જલો ગલો હુઓ છાર;
અથવા થિર થઈને રહો, પણ મુજકું
નહીં પ્યાર. ૭૭
જ્ઞાનદ્રષ્ટિ પ્રગટ ભઈ, મીટ ગયા મોહ અંધાર;
જ્ઞાન સરૂપી આતમા, ચિદ્દાનંદ સુખકાર. ૭૮
નિજ સરૂપ નિરધારકે, મેં ભયા ઈનમેં લીન;
કાળકા ભય મુજ ચિત નહીં, કયા કર
સકે એ દીન. ૭૯
ઇનકા બળ પુદ્ગલ વિશે, મોપર ચલે ન કાંય;
મેં સદા થિર શાસ્વતા, અક્ષય આતમ
રાય. ૮૦
આત્મજ્ઞાન વિચારતાં, પ્રગટ્યો સહજ સ્વભાવ;
અનુભવઅમૃતકુંડમેં, રમણકરૂં લહી દાવ.૮૧
આત્મઅનુભવજ્ઞાનમાં, મગન ભયા અંતરંગ;
વિકલ્પ સવિ દૂરે ગયા, નિર્વિકલ્પ રસ રંગ.૮૨

આતમ સત્તા એકતા, પ્રગટ્યો સહજ સરૂપ;
તે સુખ ત્રણ જગમેં નહિં, ચિદાનંદ
ચિદ્રૂપ. ૮૩

સહજાનંદ સહેજ સુખ, મગન રહું નિશદિશ;
પુદ્ગલ પરિચય ત્યાગકે, મેં ભયા નિજ
ગુણ ઇશ. ૮૪

દેખો મહિમા એહકો, અદ્ભુત અગમ અનૂપ;
તીન લોકકી વસ્તુકા, ભાસે સકલ સરૂપ. ૮૫

જ્ઞેય વસ્તુ જાણે સહુ, જ્ઞાન ગુણે કરી તેહ;
આપ રહે નિજ ભાવમેં, નહીં વિકલ્પકી
રેહ. ૮૬

એસા આતમ રૂપમેં, મેં ભયા ઇણવિધ લીન;
સ્વાધિન એ સુખ છોડકે, વંછુ ન પર
આધિન. ૮૭

એમ જાણી નિજરૂપમેં, રહું સદા હુશિયાર;
બાધા પીડા નહીં કછુ, આતમ અનુભવ
સાર. ૮૮

જ્ઞાન રસાયણ પાયકે, મીટ ગઇ પુદ્ગલ આશ;

અચળ અખંડ સુખમેં રહ્યું, પુરણાનંદ
પ્રકાશ. ૮૯

ભવ ઉદધિ મહા ભયકર, દુઃખજળ
અગમ અપાર;
મોહે મુર્છિત પ્રાણીકું, સુખાભાસે અતિ સાર.૯૦
અસંખ્ય પ્રદેશી આતમા, નિશ્ચે લોક પ્રમાણ;
વ્યવહારે દેહ માત્ર છે, સંકોચ થકી મન
આણ. ૯૧
સુખ વીરજ જ્ઞાનાદિ ગુણ, સર્વાંગે પ્રતિપૂર;
જેસે લુણ સાકર ડલી, સર્વાંગે રસભૂર. ૯૨
જેસે કંચુક ત્યાગથી, વિણસત નાહીં ભુજંગ;
દેહ ત્યાગથી જીવ પણ, તૈસે રહત અભંગ. ૯૩
એમ વિવેક હૃદયે ધરી, જાણી શાશ્વત રૂપ;
થિર કરી હુઓ નિજરૂપમેં, તજી વિકલ્પ
ભ્રમકૂપ. ૯૪
સુખમય ચેતન પિંડ હે, સુખમેં રહે સદેવ;
નિર્મલતા નિજ રૂપકી, નિરખે ખીણ
ખીણ જીવ. ૯૫
નિર્મલ જેમ આકાશકું, લગે ન કીણવિધ રંગ;..

છેદ ભેદ હુએ નહીં, સદા રહે તે અભંગ.૯૬
તેસે ચેતન દ્રવ્યમેં, ઈનકો કબહુ ન નાશ;
ચેતન જ્ઞાનાનંદમય, જડભાવી આકાશ. ૯૭
દર્પણ નિર્મલકે વિશે, સબ વસ્તુ પ્રતિભાસ;
તિમ નિર્મલ ચેતન વિશે, સબ વસ્તુ
પરકાસ. ૯૮
એણ અવસર એમ જાણકે, મેં ભયા અતિ
સાવધાન;
પુદ્ગલ મમતા છાંડકે, ધરૂં શુધ આતમ
ધ્યાન. ૯૯.
આતમ જ્ઞાનકી મગનતા, એહીજ સાધન મૂલ;
એમ જાણી નિજ રૂપમેં, કરૂં રમણ
અનુકૂલ. ૧૦૦
નિર્મલતા નિજ રૂપકી, કીમહીં કહી ન જાય;
તીન લોકકા ભાવ સબ, ઝલકે જીનમેં
આય. ૧૦૧
એસા મેરા સહજ રૂપ, જિન વાણી અનુસાર;
આતમ જ્ઞાને પાયકે, અનુભવમેં એકતાર. ૧૦૨
આતમ અનુભવ જ્ઞાન જે, તેહીજ મોક્ષ સરૂપ;

તે છંડી પુદ્ગલ દશા, કુણ ગ્રહે ભવકૂપ. ૧૦૩

આતમ અનુભવ જ્ઞાન તે, દુવિધા ગઇ સબ દૂર;
તબ થિર થઇ નિજ રૂપકી, મહિમા કહું
ભરપૂર. ૧૦૪

શાંતસુધારસ કુંડ એ, ગુણ રત્નોંકી ખાણ;
અનંત ઋદ્ધિ આવાસ એ, શિવ મંદિર
સોપાન. ૧૦૫

પરમ દેવ પણ એહ છે, પરમ ગુરૂ પણ એહ;
પરમ ધર્મ પ્રકાશકો, પરમતત્વ ગુણ ગેહ.૧૦૬

એસો ચેતન આપકો, ગુણ અનંત ભંડાર;
અપની મહિમા બીરાજતો, સદા સરૂપ
આધાર. ૧૦૭

ચિદ્રૂપી ચિન્મય સદા, ચિદાનંદ ભગવાન;
શિવશંકર સ્વયંભૂ નમું, પરમ બ્રહ્મ
વિજ્ઞાન. ૧૦૮

એણવિધ આપ સરૂપકી, લખી મહિમા
અતિ સાર;
મગન ભયા નિજ રૂપમેં, સબ પુદ્ગલ
પરિહાર. ૧૦૯

ઉદધિ અનંત ગુણે ભર્યો, જ્ઞાન તરંગ અનેક;
મર્યાદા મૂકે નહીં, નિજ સરૂપ કી ટેક. ૧૧૦
અપની પરિણતિ આદરી, નિર્મલ જ્ઞાન તરંગ;
રમણ કરૂં નિજ રૂપમેં, અબ નહીં પુદ્દગલ
રંગ. ૧૧૧

પુદ્દગલ પિંડ શરીર એ, મેં હું ચેતનરાય;
મેં અવિનાશી એહ તો, ક્ષીણમેં વિણસી
જાય. ૧૧૨

અન્ય સભાવે પરિણમે, વિણસંતાં નહીં વાર;
તિણસું મુજ મમતા કીસી, પાડોશી
વ્યવહાર. ૧૧૩
ઈણકી થિતી પૂરણ ભઈ, રહેણેકી નહીં આશ;
વરણ રસ ગંધ ફરસ સહુ, ગિલન લગા ચિહું
પાસ. ૧૧૪

એહ શરીરકી ઉપરે, રાગ દ્વેષ મુજ નાંહી;
રાગ દ્વેષકી પરિણતે, ભમિએ ચિહું ગતિ
માંહી. ૧૧૫
રાગ દ્વેષ પરિણામથી, કરમ બંધ બહુ હોય;

પરભવ દુઃખદાયક ઘણા, નરકાદિક ગતિ
જોય. ૧૧૬
મોહે મુચ્છિંત પ્રાણીકું, રાગ દ્વેષ અતિ થાય;
અહંકાર મમકાર પણ, તિણથી શુધ બુધ
જાય. ૧૧૭
મહિમા મોહ અજ્ઞાનથી, વિકલ ભયા સવિજીવ;
પુદ્‌ગલિક વસ્તુવિશે, મમતા ધરે સદૈવ. ૧૧૮
પરમેં નિજપણું માનકે, નિવિડ મમત ચિત ધાર;
વિકલ દશા વરતે સદા, વિકલપનો નહીં
પાર. ૧૧૯
મેં મેરા એ ભાવથી, ફિર્યો અનંતો કાળ;
જિન વાણી ચિત પરિણમે, છૂટે મોહ
જંજાળ. ૧૨૦
મોહ વિકલ એહ જીવકું, પુદ્‌ગલ મોહ અપાર;
પણ ઈતની સમજે નહીં, ઈણમેં કછુ નહિં
સાર. ૧૨૧
ઈચ્છાથી નવી સંપજે, કલ્પે વિપત ના જાય;
પણ અજ્ઞાની જીવકું, વિકલ્પ અતિશાય
થાય. ૧૨૨.

એમ વિકલ્પ કરે ઘણા, મમતા અંધ અજાણ;
મેં તો જિન વચને કરી, પ્રથમ થકી હુઓ
જાણ. ૧૨૩

મેં શુદ્ધાતમ દ્રવ્ય હું, એ સબ પુદ્ગલ ભાવ;
સડન પડન વિધ્વંસણો, ઈસકા એહ
સ્વભાવ. ૧૨૪

પુદ્ગલ રચના કારમી, વિણસંતાં નહીંવાર;
એમ જાણી મમતા તજી, સમતાશું મુજ
પ્યાર. ૧૨૫

જનની મોહ અંધારકી, માયા રજની ક્રૂર;
ભવ દુઃખકી એ ખાણ હે, ઈણસું રહીએ
દૂર. ૧૨૬

એમ જાણી નિજ રૂપમેં, રહુંસદા સુખવાસ;
ઓર સબ એ ભવજાલ હે, એણસું ભયા
ઉદાસ. ૧૨૭

એણ અવસર કોઇ આયકેં, મુજકું કહે વિચાર;
કાયાસું તુમ કછુ નહિ, એહ વાત
નિરધાર. ૧૨૮

પણ એહ શરાર નિમિત્ત હે, મનુષ્ય ગતિકે માહ;
શુદ્ધઉપયોગકી સાધના, એણસું બને ઉછાંહ૧૨૯
એહ ઉપગાર ચિત આણકે, ઇનુકા રક્ષણ કાજ;
ઉદ્યમ કરનાં ઉચિત હે, એહ શરીર કે
સાજ. ૧૩૦
ઈનમેં ટોટા નહિં કહ્યું, એહ કેણુકી બાત;
તિનસુ ઉત્તર અબ કહું, સુણો સજજન ભલી
ભાત. ૧૩૧
તુમને જો બાતાં કહી, અમભી જાણું સર્વ;
એહ મનુષ્ય પરજાયસેં, ગુણ બહુ હોત
નિગર્વ. ૧૩૨
શુદ્ધ ઉપયોગ સાધન બને, ઓર જ્ઞાન અભ્યાસ;
જ્ઞાન વૈરાગ્યકી વૃદ્ધિકો, એહી નિમિત્ત હે
ખાસ. ૧૩૩
ઈત્યાદિક અનેક ગુણ, પ્રાપ્તિ ઇણથી હોય;
અન્ય પરજાયે એહવા, ગુણ બહુ દુર્લભ
જોય. ૧૩૪
પણ એહ વિચારમેં, કહેણ કો એ મર્મ;
એહ શરીર રહો સુખે, જો રહે સંજમ
ધમ. ૧૩૫

અપના સંજમાદિક ગુણ, રખણા એહીજ સાર;
તે સંયુક્ત કાયા રહે, તીનમેં કો ન
અસાર. ૧૩૬

મોકું એહ શરીરસું, વેર ભાવ તો નાંહી;
એમ કરતાં જો નવી રહે, ગુણ રખણા તો
ઉછાંહીં ૧૩૭

વિઘન રહિત ગુણ રાખવા, તિણ કારણ સુણ
મિત્ત;
સ્નેહ શરીરકો છાંડીએ, એહ વિચાર
પવિત્ત. ૧૩૮

એહ શરીરકે કારણે, જો હોય ગુણકા નાશ;
એહ કદાપી ના કીજીએ, તુમકું કહું શુભ
ભાશ. ૧૩૯

એહ સંબંધકો ઉપરે, સુણો સુગુણ દૃષ્ટાંત;
જીણથી તુમ મન કે વિશે, ગુણ બહુમાન હોય
સંત. ૧૪૦

કોઈ વિદેશી વણિક સુત, ફરતાં ભૂતલ માંહી;
રત્નદ્વિપ આવી ચડયો, નીરખી હરખ્યો
તાંહી. ૧૪૧

જાણ્યું રત્નદ્રિપ એહ છે, રત્ન તણો નહાં પાર;
કરૂં વ્યવસાય ઈહાં કણે, મેળવું રત્ન અપાર૧૪૨
તૃણ કાષ્ટાદિક મેળવી, કૂટિ કરી મનોહાર;
તિણમેં તે વાસો વસે, કરે વણજ વ્યાપાર.૧૪૩
રતન કમાવે અતિ ઘણાં, કૂટિમેં થાપે તેહ;
એમ કરતાં કઈ દિન ગયાં, એક દિન ચિંતા
અછેહ. ૧૪૪

કૂટી પાસ અગ્નિ લગી, મનમેં ચિંતે એમ;
બુઝવું અગ્નિ ઉદ્યમ કરી, કુટીરતન રહે
જેમ. ૧૪૫

કીણવિધ અગ્નિ સમી નહીં, તવ તે કરે વિચાર;
ગાફલ રહેણાં અબ નહીં, તરત હુઆ
હુશીયાર. ૧૪૬

એ તરણાકી ઝુંપડી, અગ્નિ તણે સંજોગ;
ખીણમેં એ જલી જાયગી, અબ કહા ઈસકા
ભોગ ૧૪૭

રતન સંભાળું આપણાં, એમ ચિંતી સવિ રત્ન;
લેઈ નિજપુર આવીઓ, કરતો બહુવિધ
જત્ન. ૧૪૮

રતન વિક્રિય તેણુ પુરે, લક્ષ્મી લહી અપાર;
મંદિર મહેલ બનાવીયા, બાગ બગીચા
સાર. ૧૪૯

સુખ વિલસે સબ જાતકા, કીસી ઉણમ નહીં
તાસ;

દેવલોક પરે માનતો, સદા પ્રસન્ન સુખ
વાસ. ૧૫૦

ભેદ વિજ્ઞાની પુરૂષ જો, એહ શરીર કે કાજ;
દુષણ કોઈ સેવે નહીં, અતિચારભી ત્યાજ.૧૫૧
આત્મ ગુણ રક્ષણ ભણી, દૃઢતા ધરે અપાર;
દેહાદિક મૂર્છા તજી, સેવે શુદ્ધ વ્યવહાર. ૧૫૨
સંજમ ગુણ પરભાવથી, ભાવી ભાવ સંજોગ;
માહાવિદેહ ખેત્રાંવિશે, જન્મ હોવે શુભ
જોગ. ૧૫૩

જીહાં સીમંધર સ્વામીજી, આદે વીશ જિણંદ;
ત્રિભુવન નાયક સોહતા, નિરખું તસ
મુખચંદ. ૧૫૪

કેવલજ્ઞાન દિવાકરુ, બહુ કેવળી ભગવાન;
વળી મુનિવર મહા સંજમી, શુદ્ધ ચરણ
ગુણવાન. ૧૫૫

એહવા ઉત્તમ ક્ષેત્રમાં, જો હોય માહરો વાસ;
તો પ્રભુ ચરણ કમલ વિશે, નીશદિન કરૂં
નિવાસ. ૧૫૬

અતિ ભક્તિ બહુમાનથી, પૂજી પદ અરવિંદ;
શ્રવણ કરૂં જિનવર ગિરા, સાવધાન ગત
દ્વંદ. ૧૫૭

સમવસરણ સુરવર રચે, રતન સિંહાસન સાર;
બેઠા પ્રભુ તસ ઉપરે, ચોત્રીશ અતિશય
ધાર. ૧૫૮

વાણી ગુણ પાંત્રીશ કરી, વરસે અમૃતધાર;
તે નિસુણી રૂદયે ધરી, પામું ભવજલપાર.૧૫૯
નિવિડ કર્મ મહારોગ જે, તિણકું ફેડણહાર;
પરમ રસાયણ જિનગિરા, પાન કરૂં અતિ
પ્યાર. ૧૬૦

ક્ષાયક સમકિત શુદ્ધતા. કરવાનો પ્રારંભ;
પ્રભુ ચરણ સુપસાયથી, સફળ હોવે
સારંભ ૧૬૧
એમ અનેક પ્રકારકે, પ્રશસ્ત ભાવ સુવિચાર;
કરકે ચિત્ત પ્રસન્નતા, આણંદ લહું અપાર ૧૬૨
ઓર અનેક પ્રકારકેં, પ્રશ્ન કરૂં પ્રભુ પાય;
ઉત્તર નિસુણી તેહના, સંશય સવિ દુર
જાય. ૧૬૩
નિઃસંદેહ ચિત્ત હોયકે, તત્ત્વાતત્ત્વ સરૂપ;
ભેદ યથાર્થ પાયકે, પ્રગટકરૂં નિજ રૂપ. ૧૬૪
રાગદ્વેષ દોય દોષ એ, અષ્ટ કરમ જડ એહ;
હેતુ એહ સંસારકા, તિનકો કરવો છેહ. ૧૬૫
શીઘ્રપણે જડમૂળથી, રાગ દ્વેષકો નાશ;
કરકે શ્રીજિનચંદ્રકું, નિરખું શુદ્ધ વિલાશ.૧૬૬
પરમ દયાલ આણંદમય, કેવલ શ્રી સંયુકત;
ત્રિભુવનમેં સૂરજપરેં, મિથ્યાતિમિરહરંત.૧૬૭
એહવા પ્રભુકું દેખકે, રોમ રોમ ઉલસંત;

વચન સુધારસ શ્રવણ તે, રૂદય વિવેક
વશ઼ંત. ૧૬૮

શ્રી જિન દરિશન જોગથી, વાણી ગંગપ્રવાહ;
તિણથી પાતિક મળ સવે, ધોઇશ અતિ
ઉછાહ. ૧૬૯

પવિત્રથઇ જિન દેવકે, પાસે લેશું દીખ;
દુર્ધર તપ અંગીકરૂ, ગ્રહણ આસેવન
શીખ. ૧૭૦

ચરણ ધરમ પરભાવથી, હોશે શુધ ઉપયોગ;
શુદ્ધાતમકી રમણતા, અદ્‌ભુત અનુભવ
જોગ. ૧૭૧

અનુભવ અમૃત પાનમેં, આતમ ભયે લયલીન;
ક્ષપક શ્રેણકે સનમુખે, ચઢણ પ્રયાણ તે
કીન. ૧૭૨

આરોહણ કરી શ્રેણીકું, ઘાતી કરમકો નાશ;
ઘનઘાતી છેદી કરી, કેવળ જ્ઞાન પ્રકાશ. ૧૯૩

એક સમય ત્રણ કાલકે, સકળ પદારથ જેહ;
જાણે દેખે તત્વથી, સાહિ અનંત અછેહ. ૧૭

એહી પરમ પદ જાણીએ, સો પરમાતમ રૂપ;
શાસ્વત પદ થિર એહ છે, ફીરી નહીં
ભવજળ કૂપ. ૧૭૫

અવિચળ લક્ષ્મીકો ધણી, એહ શરીર અસાર;
તિનકી મમતા કીમ કરે, જ્ઞાનવંત નિરધાર. ૧૭૬

સમ્યક્દ્રષ્ટિ આતમા, એણવિધ કરી વિચાર;
થિરતા નીજ સ્વભાવમેં, પરપરિણતિ
પરિહાર. ૧૭૭

મુજકું દોનું પક્ષમેં, વરતે આણંદ ભાય;
જો કદી એહ શરીરકો, રેહેણો કાંઉક થાય. ૧૭૮

તો નિજ શુધ ઉપયોગકો, આરાધન કરૂં સાર;
તિનમેં વિઘન દીસે નહીં, નહીં સંક્લેશકો
ચાર. ૧૭૯

જો કદી થિતી પૂરણભઈ, હોયે શરીર કો નાશ;
તો પરલોક વિષે કરૂં, શુધ ઉપયોગ
અભ્યાસ. ૧૮૦

મેરે શુદ્ધ ઉપયોગમેં, વિઘન ન દીસે કોય;
તો મેરે પરિણામમેં, હલચલ કાંહ સું હોય ૧૮૧

મેરે પારણામ કે વિષે, શુદ્ધ સરૂપકી ચાહ;
અતિ આસક્તપણે રહે, નિશદિન એહીજ
રાહ. ૧૮૨

એ આસક્તિ મિટાવવા, બ્રહ્મા વિસ્નું મહેશ;
આદિ કોઇ સમરથ નહીં, તેણે કરી ભય નહીં
લેશ. ૧૮૩

ઇંદ્ર ધરણેંદ્ર નરેંદ્રકા, મુજકું ભય કછુ નાંહી;
યા વિધ શુદ્ધ સરૂપમેં, મગન રહું ચિત
માંહી. ૧૮૪

સમરથ એક મહાબળી, મોહ સુભટ જગ જાણ;
સવી સંસારી જીવકું, પટકે ચિહુંગતિ
ખાણ. ૧૮૫

દુષ્ટ મોહ ચંડાલકી, પરણુતિ વિપમ વિરૂપ;
સંજમધર મુનિ શ્રેણીગત, પટકે ભવજળ
કૂપ. ૧૮૬

મોહ કરમ મહાદુષ્ટકું, પ્રથમ થકી પહીછાંણ;
જિન વાણી મહા મોગરે, અતિશય કીધ
હેરાન. ૧૮૭

